# સ્વદેશ ચરણે.

સદ્‌ગત સૌ. જમનાબાઈ નગીનદાસ સકકઈ સ્મરણ માળા ૧ લી.

## સિદ્ધાંત.

સત્ય જ કહેવું એ અમારૂં વ્રત છે.
કડક પણ મધુર–પ્રિય કહેવું એ અમારૂં સૂત્ર છે.
નિર્ભય થવા માટે પવિત્રતા, નિયમ અને નીતિનું—
નિરંતર સેવન કરવું એ અમારૂં જીવન છે.

---

### "પૃથ્વી ઉપર રાજ્ય ત્રણ પ્રકારનાં ભાસે છે."

રાજાસત્તાક, રાજાપ્રજાસત્તાક, અને પ્રજાસત્તાક, એમાંથી જે પ્રકારના રાજ્યની સત્તા નીચે વસતા હોઇએ તેના નિયમને અનુસરી સદા ચાલવું.

રાજાસત્તાક રાજ્યમાં માત્ર રાજાની જ સત્તા હોય છે તેમાં પ્રજા માટે જે જે નિયમો બાંધવામાં આવે છે તે સર્વ રાજાની સ્વતંત્ર ઇચ્છા મુજબ બંધાય છે. માત્ર તેમાં સલાહકારક માટે પ્રધાનાદિ હોય છે અને પ્રજાની સલાહ મુદ્દલ લેવામાં આવતી નથી.

રાજાપ્રજાસત્તાક રાજ્ય, રાજા પ્રજા બન્ને કેળવાયલા સમજુ તથા ઉદાર મનના હોય તો જ સ્થાપી શકાય છે.

પ્રજાસત્તાક રાજ્યમાં પ્રજા પોતે અધિકારીઓ નીમી તે દ્વારા નિયમો બાંધી બહુ મતથી રાજ્ય ચલાવે છે.

રાજાપ્રજાસત્તાક રાજ્યમાં સર્વ નિયમો રાજા અને પ્રજા તરફથી નિમાયેલા અધિકારીઓ પરસ્પરે વિચાર કરી બહુ મતથી બાંધે છે.

રાજાસત્તાક રાજ્ય જ્યાં પ્રજા અજ્ઞાની હોય ત્યાંજ માફક આવે છે. પ્રજાસત્તાક રાજ્ય જો બધી પ્રજા કેળવાયેલી હોય તો જ ચાલી શકે છે. આ ભૂગોળ ઉપર અનેક રાજ્યો છે.

દેશ કે પ્રજાની સુખી કે દુઃખી સ્થિતિનો મુખ્ય આધાર રાજ્યતંત્ર ઉપર છે.

પ્રજાને સર્વ પ્રકારની કેળવણી વડે જ્ઞાનવાન કરવી એ રાજાના હાથમાં છે.

---

## રાજ્યતંત્ર.

### ભીષ્મ પિતામહનું ભાષણ.



"લક્ષણ સમ્પન્ન રાજા ત્રૈલોક્યનો અધિપતિ થાય છે. ઉત્તમ કર્મને સેવન કરે, નિંદિતને ત્યાગ કરે, પરલોક વિષે આસ્થા રાખે, વેદના વાક્ય ઉપર આસ્થા રાખે, તેમ ક્રોધ, હર્ષ, ગર્વ, લજ્જા, અકડાઇ તથા અહંકારે કરી જે પુરૂષ પુરૂષાર્થથી ભ્રષ્ટ નથી થતા તે ઉત્તમ કહેવાય છે. જે પુરૂષ બહુ ધન, વિદ્યા, તથા ઐશ્વર્યને પામીને પણ ઉદ્ધત થઇ નથી ફરતો તે પંડિત કહેવાય છે. ધનુષ્ય ધારણ કરનારે મૂકેલો બાણ એકને મારે વા ચૂકે, તો એકને પણ ન મારે—પણ બુદ્ધિમાન પુરૂષે મોકલેલી બુદ્ધિતો રાજા સહિત દેશને નાશ પમાડે છે. પ્રજાનું રક્ષણ કરવાને અધિકાર આપેલા પુરૂષોમાંથી કેટલાંક હત્યા કરનારા, પાપી મનોરથવાળા, પારકુ ધન હરણ કરી લેનારા અને લુચ્ચા હોય છે, તેમનાથી એ સઘળી પ્રજાનું રક્ષણ કરવું ઘટે છે. જે રાજા બહુ ખાનારો હોય છે એટલે પ્રજા પાસેથી ઘણો ભારે કર લેનારો હોય છે તે રાજા સર્વત્ર પ્રખ્યાત હોય તથાપિ તેની પ્રજા તેનો દ્વેષ કરે છે. અત્યંત બુધ્ધિવાળા પુરૂષે વાછરડાની પેઠે દેશને દોહાવો એટલે જેમ વાછરડાનું પોષણ થવા દેઇને પછી ગાય દોહી હોય તો તે દોહાનારને દૂધ મળે છે અને વાછરડો પણ બળવાન થવાથી ધણીએ મૂકેલો ભાર વેહેવાને સમર્થ થાયછે પણ જો ગાયને અત્યંત દોહી લીધી હોય તો તેનો વાછરડો દુર્બળ થવાથી કર્મ કરવાને શક્તિમાન તે રહેતો નથી. દેશને પણ અતિશય દોહી લીધો હોયતો તે કોઇ મોટું કર્મ કરવાને સમર્થ થતો નથી. સર્વ નગરવાસી તથા દેશવાસી મનુષ્યોને શક્તિ પ્રમાણે રાજાએ મદદ કરવી. વેપારી વર્ગ પાસેથી જે કર લેવો તેમાં તેની મૂળ ખરીદી, વકરો, માર્ગનું ખર્ચ, તેમના સઘળા કુટુંબ વગેરેનું ભોજન ખર્ચ અને તેમના નિર્વાહની યોગ્યતા સર્વ ઉપર વિચાર કરીને તેમના પાસેથી કર લેવાની રકમ ઠરાવવી. કારીગર પાસેથી કર લેવો તેમાં પણ કારીગરીની વસ્તુની ઉપજ, તે ઉપર થતી ખરાજાત તેમના ગુજરાનનું સાધન, તેમની કારીગરીની કુશળતા અને સર્વનો વારંવાર વિચાર કરીને કારીગરી ઉપર કર નાંખી તે કારીગર પાસેથી લેવો. જે હલકા ભારે કર પૂર્વે થઇ ગયેલા રાજાઓએ યોજ્યા હોય તેનું અનુકરણ કરવું—તથા પોતાની પ્રજા જે જે રીતે દુઃખી ન થાય તેવી રીતે રાજાએ કરવું, ધન, ધાન્ય વગેરે વૃદ્ધિ રૂપ ફળ અને તે પ્રગટ કરવાની મહેનત રૂપ કર્મ એ બે બેવાના ઉપર વિચાર કરીને પછી સર્વે પ્રકારના કરની રકમ ઠરાવવી. રાજાએ પોતાની વૃતિને રોકીને અને પ્રસન્ન મુખે સર્વની સાથે વર્તન કરીને પોતાનું મૂળ જે દેશ અને બીજાનું મૂળ જે ખેતી, કારીગરી, વેપાર વગેરેનું છેદન કરવું નહી. રાજાએ કર નાંખતાં પણ દેશકાળનો વિચાર કરવો. ધનવાન પુરૂષો રાજાનું મોટું અંગ છે, તથા ધનવાન પુરૂષ સર્વ પ્રાણીઓનું સર્વોત્તમ શિખર છે એમાં સંશય નથી. જ્ઞાની, શૂરો, ધનવાન, સ્વામી, ધાર્મિક, તપસ્વી, સત્યવાદી અને બુધ્ધિમાન એટલા પુરૂષો બીજાનું રક્ષણ કરવાને શક્તિમાન છે. સારા નરસા યુગને પ્રવર્તાવનાર રાજા જ હોય છે.

***

બળવાન દુશ્મન સાથે લડાઇના વિગ્રહમાં વીંટાયેલ રાજાને કટાકટીને પ્રસંગે લડાયક સામગ્રીઓ માટે ધન જોઇતું હોય ત્યારે રાજાએ લોકો પાસેથી સુખે કરીને ધન લેવું. એમ કરવાથી તે લોકો સુખમાં કે દુઃખમાં હશે પણ તે રાજા ઉપર કોપ પામશે નહીં. પ્રથમ તો ધનની જરૂર છે માટે પ્રત્યેક ગામમાંથી ધન લેવામાં આવશે એમ તેમને સૂચના આપવી. આવે વખતે શક્તિ વગરની દુર્બલ પ્રજા જે જે કોઇ હોય તેમને અધિકારીઓ—અમલદારો રંજાડે, દુઃખ દે, હરકત કરે કે પજવે એમ બીલકુલ થવું ન જોઇએ. પ્રજાને એમ બતાવવું કે શત્રુ રાજા આપણા દેશ ઉપર ચઢી આવે છે અને તેથી મોટું ભય અને આપત્તિ આવી છે. તેમ આ શત્રુની લડાઇ દેશનો અંત આણશે એમાંથી તમને બચાવવાને માટે તમારી પાસેથી મારે ધન મેળવવાની જરૂર પડી છે. એ સંકટ નિવારણ થશે ત્યારે હું તમને તમારૂં ધન પાછું

આપીશ પણ કદાચિત તમે મને ધન નહીં આપો અને તેથી શત્રુ દેશમાં પેશીને બલાત્કારે ધન હરણ કરી જશે તે તમને પાછું મળવાનું નથી. તમને અને દેશને પીડા ઉત્પન્ન થાય નહીં તેમ શકિત પ્રમાણે સર્વની પાસેથી હું ધન ગ્રહણ કરૂં છું માટે આપત્તિ કાળમાં જાતવાન બળદની પેઠે તમારે એ ભાર વહેવો ઘટે છે. ”

***

સર્વને ઉપર ઉપરથી એમ જણાય છે કે ઇચ્છા પ્રમાણે વર્તવાથી જ સુખી થવાય છે; વિચાર દૃષ્ટિએ જોતાં કોઇ પણ સ્ત્રી વા પુરૂષ ઇચ્છા પ્રમાણે વર્તવાથી સુખી થયેલા નથી. પણ જેઓ સૃષ્ટિ નિયમ, રાજ્ય નિયમ, તથા લોકનિયમને આધીન રહી પોતાંની આવકના પ્રમાણમાં ખર્ચ રાખી સંસારમાં વર્ત્યા છે તેઓ જ સુખી થયા છે. સૃષ્ટિ નિયમથી ઉલટી રીતે ચલાય તો રોગ થાય છે, રાજ્ય નિયમનું ઉલ્લંઘન કરાય તો અપરાધ થતાં દંડને પાત્ર થવાય છે, અને આવકના પ્રમાણમાં ખર્ચ ન રખાય તો દરિદ્રી થવાય છે. પ્રજાને દારૂ પીવાના સાધનો ગોઠવવા એ કોઇ પણ રીતે હિત કરતો નથી જ. દારૂના વ્યસનનો ફેલાવો દારૂડીઆ દેશની પંકિતમાં મૂકાશે.

***

## હિમાલય.

હિન્દનો જળાશય—આ ટેકરીવાળો હિમાલય પર્વત શત્રુને આવતાં અટકાવે છે એટલું જ નહીં પણ હિન્દના લોકોને અન્ન અને ધન મેળવવાનું સાધન પૂરૂં પાડે છે. નીચે આવેલા ગરમ પ્રદેશને માટે એમાં પૂષ્કળ પાણી એકઠું થાય છે. હિન્દ મ્હોટો ત્રિકોણાકાર છે—તેની ઉત્તર દિશાએ હિમાલય પર્વતની હાર છે અને પશ્ચિમ બાજુનો ઘણો ભાગ હિન્દી મહાસાગરને અડકેલો છે અને પૂર્વે બંગાળી અખાત છે. બધી સીમાએ કુદરતે તેનું રક્ષણ કરવાને માટે પર્વત અને સમુદ્ર રાખ્યાં છે. આ દેશમાં પેસવાના બે રસ્તા છે એક વાયવ્ય ખૂણામાં અને બીજો ઈશાન ખૂણામાં. ઈશાન ખૂણાની હદપર ચીનાઈ રાજ્ય કે તિબેટ અને બ્રહ્મ દેશની વચ્ચેના ડુંગરીવાળા જંગલો છે. વાયવ્ય ખૂણાની સરહદ પર મુસલમાની ધર્મ માનનારા અફગાનીસ્તાન અને બલુચીસ્થાનના સંસ્થાનો છે. એ ઝાંપાને માર્ગે બે જૂદી જાતના લોક હિન્દમાં આવ્યાં છે. કલકત્તામાં સ્હાંઝે છ વાગે સૂરજ આથમે છે ત્યારે ઈંગ્લાંડમાં બપોર થઇ ગયા હોય છે. દેશની લંબાઇ પોહોળાઈ વિશાળ પથરાયલી છે—દક્ષિણ છેડે કન્યા કુમારી આગળ તેનો કિનારો જમરૂખના જેવો વાંકવાળો અણી પડતો છે. આમ ચારે તરફથી બંધ મૂલકમાં અંગ્રેજે બ્રહ્મદેશ કે બંગાળી અખાતના પૂર્વ કાંઠાના પ્રદેશને ઉમેર્યો છે. તે દેશને બ્રહ્મદેશ કહે છે. હમણા હિન્દની વસ્તી લગભગ ૩૧ કરોડ લોકોની અંકાય છે અને હિન્દુસ્થાન બ્રિટીશ સરકારની સત્તામાં છે. સર્વત્ર અત્યારસુધી નામદાર સરકારની સત્તા નીચે વ્યવહાર ચાલે છે. દેશની પ્રજાએ કદિ પણ ભૂલવું નથી જોઇતું કે દેશનું રક્ષણ અને પોષણ કરનાર સઘળી પ્રજાનો મહાન પિતા હિમાલય છે.

***

નામદાર બ્રિટીશ સરકારે જ્યારથી કારોબાર ચલાવવાને પોતાની સત્તાની જમાવટ કરવા માંડી ત્યારથી હિન્દ કોઇ પણ પરદેશી હુમલા કે લડાઇથી નિર્ભય હતું અને છે. તે વખત એવો થઈ ગયો હતો કે દેશને આફતમાંથી બચાવનાર કોઇ પણ મહાન વ્યકિતઓ તે વખતે સ્થિરતા ધરાવી શકતી ન્હોતી. અરસપરસ વિશ્વાસ ઘાત અને કુસંપના અનેક ભડકા ઉઠતા હોવાથી તેમને બચાવી રાખવા—શાંત કરવા, જેર કે નાશ કરવાનું કાર્ય બ્રિટીશ સત્તાએ લીધું અને વિશ્વાસુ સરકારે દેશ ટ્રસ્ટી તરિકે આ મહાન કાર્ય માથે લઈ લીધું. રફતે રફતે બસો વર્ષ થયાં ચાલાક અને કુશળ ટ્રસ્ટીઓએ પોતાની પ્રબળ સત્તા જમાવી. જેમ જેમ બેદરકાર પ્રજા પોતાની બુધ્ધિશકિત મેળવવામાં કશી કદર જાણી શકતી નથી તેમ તેમ કારોબારમાં ટ્રસ્ટીઓ પોતાની જ સ્વતંત્રતા ધારણ કરે એ સ્પષ્ટ જ છે. ફાવતી મનગમતી સત્તા ચલાવાય એ દેખીતી રીતે હવે જ્યારે દેશને પાંખ આવી છે ત્યારે તો નીતિ અને સ્વતંત્રતા માટે હકદાગેને જ શાંત અને સંતોષી કરવા એ નામદાર બ્રિટીશ

સરકારની એક ટ્રસ્ટી તરીકેની અસો વર્ષની કારકિર્દીમાં વધારો કરવા સમાન છે.

***

## પ્રશ્નો.

હમણા, દેશના રક્ષણ, પોષણ, કેળવણી, હુન્નર, ઉદ્યોગ અને સત્તાના હક માટે પ્રજાએ મહાન પરિશ્રમ ઉઠાવવો પડશે. સર્વ કોમે તમામ સાથે સંયુક્ત થઈ કાર્ય ઉપાડી લેવામાં જરાપણ વિલંબ આળસ કે અંધારામાં રહ્યા સિવાય તત્પર થવું પડશે. પ્રસંગની કીમ્મત આંકવાને પ્રજા જો બેદરકાર બને અને આવા દેશહિત કાર્યોમાં પરસ્પર સ્વતંત્ર રીતે સહાય કે મદદ આપવા પોતાનુંજ હિત વિચારી તેમ કરવામાં વિરોધ ઉઠાવે, કરે એ સંભવિત નથી. પોતાના પગ ઉપર ટટ્ટાર થવાનું શિક્ષણ પ્રજાને જો મળે તો જ હક અને સત્તાનું યથાર્થ જ્ઞાન મેળવશે. સ્વતંત્ર થવા માટે સ્વતંત્રતા મેળવવી જોઇએ. સર્વત્ર નોકરીઆત સત્તા નીચે પરવશતા પથરાયેલી છે. પ્રજા, પોષણના તત્ત્વો નીચે ઉછરે છે: " પરવશ જીવન ". સાધન સમ્પન્ન કેળવણી માટે પ્રજાના અવલોકનકાર બુદ્ધિમાન પુરૂષોએ ઉત્તમ ધોરણો ગોઠવવાની શરૂઆત કરવી જોઇએ. બન્ને પ્રજા સ્ત્રી અને પુરૂષની કેળવણી માટે સર્વને ગૃહસ્થાશ્રમ માટે અનુકૂલ ઉપયોગી થઈ પડે તેવા ધોરણો નક્કી કરવા જોઇએ.

***

## " કેળવણી માટે જીવન કે જીવન માટે કેળવણી " ?

પ્રજા વર્ગની દુઃખી, ગરીબડી સ્થિતિનું ચોકસ વર્ણન–ચિતાર સમસ્ત પ્રજામાં ફેલવવાથી ભવિષ્યમાં લાભ જ થશે એમ માની લેવું. દેશની પ્રજા માટે કેવા ધોરણથી કેળવણીની શરૂઆત કરવી તે પ્રશ્નની ચર્ચાની પહેલા જરૂર વિચારવી જોઇએ. પ્રજાના અંદરના ભાગોમાં છૂપાયેલા સડા કયાં કયાં છે અને શાથી મુક્ત થાય! પ્રજાવર્ગની દુઃખી સ્થિતિના પ્રશ્નો ઉકેલવા એ ગંભીર અને મુસ્કેલ કામ છે. કેવી કેવી મુસીબતોમાં પ્રજાજીવન વ્યતિત થાય છે તે દેશના દરેક ખૂણામાં શહેર કે ગામડાઓમાં અવલોકન કર્યા સિવાય જાણી શકાતું નથી. ન્હાના ગામડાઓ તો તદ્દન કંગાળ જેવી સ્થિતિમાં જીવી પડયા છે. ઉદ્યમ અને આધાર વિનાની આવી પ્રજા મોટા શહેરોમાં રહેવાને દોડે છે. **" દેશનું જીવન અને ઉન્નતિ કેળવણી છે "** આ સૂત્રનો અર્થ વધારે શબ્દો લખી સમજાવવાની હવે જરૂર રહી નથી. પ્રજાનો ઘણો વિસ્તાર બિન કેળવાયલ અને અજ્ઞાન છે તેવું સ્વીકારવાને પણ ફરજ પડી છે અને અત્યારસુધીની ચાલુ કેળવણી સંબંધી કેટલાંક પ્રશ્નોના જવાબમાં સંતોષકારક સ્થિતિ પણ નથી. કેટલાંક ઇલાકાની પ્રજાએ કેળવણીનો વિસ્તાર વધારવાને નામદાર સરકારની સમ્મતિથી ફરજ્યાત અને કેટલુંક મફત શિક્ષણ આપવાની હિલચાલ શરૂ કરવાને યોગ્ય ધાર્યું છે. હિન્દના દરેક આંગણામાં બલ્કે દરેકે દરેક ઘરોમાં હમણા જોગવાઇ જેટલી અને અનુકૂલ કેળવણી આપવાની ગોઠવણ શરૂ કરવાની મહાન અગત્ય છે. ફરજ્યાત રીતે શિક્ષણ લેવું જ પડશે. પુરૂષ કે સ્ત્રી બન્ને જણે પોતાની ૬ થી ૧૨ વર્ષની ઉમર સુધી વિદ્યાર્થી જીવનમાં કેળવણી લેવી જ પડશે. વાંચતાં લખતાં તો દરેકે, ન્હાનાથી તે મ્હોટા સુધી તમામ પ્રજાએ શીખવુંજ જોઇએ. દેશનું સુભાગ્ય ઘડવામાં આ મંત્ર બેશક પ્રજાના હૃદયમાં નિરંતર વસેલો જ છે. ચાલુ કેળવણીના મહાન બોજા નીચે પ્રજાનો પૈસો પાણીના રેલાની માફક ખર્ચાય છે એટલુંજ નહીં પણ તે કેળવાયા બાદ પણ ચિંતાતુર સ્થિતિમાં મૂકે છે. અંદરખાનેથી પ્રજાને મુંગે મોઢે અસહ્ય ભારનો બોજો (વિશાળ પ્રજાને) પોતાની નિર્જીવ ગર્દન ઉપર વેઠવો પડે છે. કેળવણી લેતા બાળકોના માબાપો કેળવણીના મહાન બોજા અને ખર્ચથી તોબાહ, તોબાહ પૂકારે છે. આવી સ્થિતિમાંથી પ્રજા જો પસાર થતી હોય અથવા હવે પછીથી પણ તેવી જ સ્થિતિમાં પ્રજાને મૂકવામાં આવશે તો કેળવણીની પ્રગતિમાં અને તેની ઉન્નતિની આશામાં નિરાશા જેવું થશે. મહાન પ્રશ્નોના અનેક કાર્યનો બોજો ધારણ કરવાથી પ્રજાની ચાલુ સ્થિતિ તપાસવાનું કાર્ય મહાન ગંભીર અને મૂશ્કેલ થઈ પડ્યું છે. મગજો જુદે જુદે માર્ગે ગુંચવાય છે.

કેળવણીનાં ચાલતા ધોરણો અર્થ વગરનાં બિન ઉપયોગી, ખર્ચાળ, નોકરીયાત પરતંત્ર બનાવનારાં જણાયા છે. એટલા બધાં અઘરાં ધોરણો હિન્દી બાળકોનાં શરીર–જીવન ઘસી નાંખે છે. એટલું જ નહિ પણ કેળવણી લેવાને પ્રજાને દેવાદાર થવું પડે છે.

***

ચાલુ કેળવણી ઉપલાં ધોરણો પસાર કરવા માટે રચાયેલી છે અને તે એટલી હદ બેહદ છે કે પ્રજા પોતાની અડધી અવસ્થા તેમાં ગુમાવે છે. ધોરણો પસાર કરી છેવટે–અર્થ–પૈસો કમાઈ પોતાનું અને કુટુંબનું પોષણ કરવાને હવે શું કરવું તેની ચિંતામાં સડે છે. નોકરી વગેરેનાં સાધનો સોધવા પ્રયત્ન કરે છે. પુષ્કળ વર્ગ થોડાંક ધોરણો પસાર કરી અરધું પરધું શીખી અભ્યાસ છોડી દે છે. આવા સંખ્યાબંધ અભ્યાસ છોડી દેનારા છોકરાઓનાં જીવન અને અભ્યાસ કરતા બાળકોનાં જીવન ખરેખર બારીકીથી નિરીક્ષણ કરવાની ગંભીર ફરજ રહે છે. કોણ જાણે શા કારણથી પ્રજામાંથી દૈવત નષ્ટ થતું જાય છે. કેવી મુસીબતોમાંથી બચરવાલ કુટુંબો પોતાના પેટનો ખાડો પૂરતાં હશે ! સંખ્યાબંધ દુઃખી કુટુંબોના હેવાલ રૂબરૂ સાંભળ્યા છે! તેઓના ખળખળતાં આંસુઓ જોયાં છે! તેઓનો ખોરાક, કપડાં, તંદુરસ્તી અને રહેવાની જગ્યા અને તેઓના મુરદાલ ચહેરા દયાજનક જણાય છે. ભયંકર પ્રશ્ન તેઓની તંદુરસ્તી ઉપર મુખ્ય છે.

***

## પ્રજાકીય સંસ્થાઓ અને તેનો કારોબાર.

ચોગરદમ અનેક પ્રવૃત્તિઓ દેશના સુધારા વધારા માટે દેશના બુદ્ધિમાન શુભેચ્છકો તરફથી શરૂ કરવામાં આવે છે. અવાજો કરવાની ગતિ વધારે ફેલાવવા માટે અનેક પ્રયત્નો શરૂ કરવાની હિલચાલો જોશબંધ ઉપાડી લેવામાં આવી છે. વર્તમાન જમાનામાં પ્રજાના ઉલટથી દેશોદય માટે સંસ્થાઓ, લીગો, સભાઓ, કલબો વગેરે, પરિષદો અને કૉન્ફરન્સો મારફતે પ્રયત્નો આદરવામાં આવે છે. બેશક પ્રવૃત્તિમાર્ગ પ્રશંસનીય ગણી શકાશે અને તેવાં કાર્યોમાં પ્રજાજન પોતાની નિવૃત્તિનો, પોતાની બુદ્ધિનો, જ્ઞાનનો અને દ્રવ્યનો જે ભોગ આપે છે તે ખરેખર દેશહિતનુંજ કાર્ય લેખાશે. આવી લોકોપયોગી સંસ્થાઓનું ક્ષેત્ર બહોળા પાયા ઉપર એકજ સત્તા નીચે વિસ્તૃત થાય એ જ ઇચ્છનિય થઈ પડશે. પણ નિરીક્ષણ કરી જોવાનું એટલું જ છે કે આવી સંસ્થાઓનું કર્ત્તવ્ય યોગ્ય દિશાઓમાં વહન થાય છે કે કેમ ? અનેક ફળની લાલચોમાં એક પણ ફળ મેળવવાની ગતિ પરિપૂર્ણ કરી શકાતી નથી. અનેક પ્રયત્નો, આશાઓ અને કાર્યોની પરિસ્થિતિ સંપૂર્ણ વિજયપણે સ્થાપી શકાતી નથી.અનેક માર્ગો–રસ્તાઓ અપૂર્ણ અને અધુરા જ પડી રહ્યા કરે છે. દેશ અને પ્રજા ઉન્નતિ માટેની સઘળી હિલચાલો એટલી બધી વધી પડી છે કે એક પણ હિલચાલ ઉપર પૂરતુ લક્ષ આપી તેને સતેજ કરી શકાતી નથી અને લગભગ સઘળી પ્રજાકીય સંસ્થાઓની પ્રવૃત્તિઓ ધીમે ધીમે ખોરંબે પડી મંદતા ધારણ કરી મરણ તુલ્ય જેવી સ્થિતિમાં આવી પડે છે. એક પણ કાય પૂર્ણ સરલતાથી કરવાની શકિત આ કમનસીબ દેશ પ્રાપ્ત કરી શકતો નથી. અનેક સ્થળે દરેકને પ્રજાકીય સંસ્થાઓ સ્થાપવાનો ઉત્સાહ પ્રકટી નીકળ્યો છે. ચારે તરફ સુધારા વધારા માટેની નવી નવી હિલચાલો ઉપાડી લેનારાઓની મદદ માટેની માંગણીઓ, કદિપણ પૂરી થયેલી જોઇ શકાતી નથી અને આવી સંસ્થાઓ, કલબો અને પારમાર્થિક ખાતાઓ માટે પૈસાની માંગણીઓ હમેશાં પ્રજા સમક્ષ ઉભેલી જ હોય છે. દેશોન્નતિ અને પ્રજા પરોપકાર અર્થે અનેક દેશ દેશાવરોમાં–શહેર ગામગામડાઓમાં જુદી જુદી જાતની અનેક હિલચાલો ઉભરાઇ ગયા જેવું લાગે છે. આવી સંસ્થાઓમાં કે હિલચાલોમાં ખરચાતું નાણું પ્રજા વર્ગનું જ છે. તમામ સંસ્થાઓનો મૂળ ઉદ્દેશ સમાન હોય છે. એક જ ઉદ્દેશથી ચલાવવામાં આવતી પ્રજાકીય હિલચાલોની આવી સેંકડો સંસ્થાઓના, કામકાજના વિસ્તારની અને તેના નાણાંની વ્યવસ્થા કેવી રહે છે તેનું બારીકીથી નિરીક્ષણ કરનાર કે તેની તપાસ માટે ન મળે કોઈ વજનદાર પ્રામાણિક " કમિશન કમિટી " નું બંધારણ. પરસ્પર વિચાર

પાસ કરનારી કમિટીનું ધોરણ એકંદરે નિષ્ફળ જેવું થશે. કમિટી મારફતે કામકાજ કરનારી સંસ્થાઓની ગતિ કમિટીના સભાસદોની ચારે તરફની રોકાણને લીધે મનમાનતુ પરિણામ લાવી શકાય એ વિચાર હાલ ચાલુ જમાનામાં ભુલ ભરેલો ગણી શકાશે. આવી જાહેર સંસ્થાઓ પગારદાર કલાર્કોથી પ્રમુખ અને સેક્રેટરીઓની કોઈ કોઈ વખતની હાજરી નીચે ચલાવવામાં આવેછે. ભિન્ન ભિન્ન પ્રકારની અજમાયેશ તરીકે સંસ્થાઓના કાર્યક્રમનો પ્રદેશ રચવો—બનાવવો, કાગળ ઉપર લખવો અને તે પ્રેસોમાં છપાવવો જેટલો સહેલો છે તેટલો કાર્ય અને અનુભવમાં મૂકતી વખતે સહેલો નથી. પણ ઘણો અઘરો અને મહાન છે. પ્રજાના એકત્ર બળથી એક જ મોટું નૅશનલ ફંડ સ્થાપી સંસ્થાઓનો વહીવટ બુદ્ધિશાળી મહાન દેશના નાગરિકોએ પોતાની દેખરેખ નીચે ચલાવવાની ખાસ અગત્ય હોય એમ વિચાર કરવાની ઘણી જરૂર છે. દેશના લોકોને કોઈ પણ ખાતામાં મદદ કરવી હોય તો તેઓએ ફક્ત એક નૅશનલ ફંડને જ પૈસાની મદદ કરવી એ ખાસ ઉદ્દેશ હોવો જોઇએ અને તેવા નૅશનલ ફંડો દરેક ઇલ્લાકામાં એક એક જોઇએ. સંસ્થાઓના પ્રવર્ત્તાવનારાઓ રોજ રોજ નાણાં ઉઘરાવવાને પ્રજાવર્ગના વેપારી જથ્થાઓમાં ઉભરાઇ જવા લાગ્યા છે. આ દેશમા ઘરેઘરે એવી અનેક સંસ્થાઓ ઉભી થયેલી દીસે છે. લોકો શરમથી કીર્તિથી અને દયાથી પોતાની શક્તિ મુજબ નાણાંની સારી મદદ આપતા જાય છે; પણ પૈસાનું બળ જુદી જુદી દિશાઓમાં ઉપયોગ વગરનું વહેંચાઇ જતું હોવાથી સારૂં પરિણામ નિપજાવી શકાતું નથી. આવી પરોપકારી પ્રજા ઉન્નતિની હિલચાલોમાં પ્રજાનું નાણું કકડે કકડે પૂષ્કળ હોમાય છે અને તે પ્રજાને માથે એક મહાન બોજો એટલે કે એક પ્રકારનો પ્રજાકીય-જબરો ટેક્ષ—વેરો છે.

***

**રેલવેની ત્રાસદાયક મુસાફરી.**—રેલવેની મુસાફરીનો વ્યવહાર અતિ શોચનિય થઈ પડેલો જણાય છે. સ્ટેશનના વ્યવહારૂ કામકાજે લાંચ—રૂસ્વતથી ચાલે એ તો દુઃખરૂપ જ કહેવાય! મુસાફરી કરનાર પ્રજાની સ્થિતિ એક અપંગ—આંધળા માણસની સ્થિતિ જેવી થઈ પડે છે. રેલવે મુસાફરીના કાયદા કાનુન જાણવાની અજ્ઞાનતાએ સેંકડો પ્રજા મુંગે મોઢે ભયભિત ત્રાસ ઉપજાવે તેવા કષ્ટો સહન કરતી આવી છે. આવા પ્રશ્નોની ચર્ચા કંપનીઓ સમક્ષ રજુ કરવા છતાં તે ઉપર ગરીબ પ્રજાના સુખઅર્થે પૂરતુ લક્ષ આપવામાં આવતું હોય તેમ જણાતું નથી. આવો પોકાર સર્વત્ર ચાલી રહ્યો છે. ત્રીજા વર્ગમાં મુસાફરી કરનાર ગરીબ નિર્ધન લોકોની સ્થિતિ કંગાલ અને દયા ઉપજાવે તેવી થઇ પડી છે. તેની સાથે પહેલા અને બીજા વર્ગમાં મુસાફરી કરનાર હિન્દીઓની સ્થિતિ પણ અનેક બાબતોમાં કાંઇ ઓછી કલેશકારક નથી. આવી વિપરિત્ત ભયંકર દશામાં મુસાફરી કરનાર હિન્દી પ્રજાના અનેક પ્રકારનાં દુઃખો રોવા માટે આ લખનાર અત્રે વધારે વર્ણન કરવા ઇચ્છતો નથી; કારણ કે મગજને ઉશ્કેરે તેવા મુસાફરોના અનેક પ્રકારના હૃદયભેદક દુઃખોના દેખાવો પ્રજાથી અજાણ્યા નથી. આ સંબંધમાં લખનાર પોતાનો સ્વતંત્ર વિચાર બિનધડક પ્રજા સમક્ષ રજુ કરેછે—કે આ વાંક, ગુનો અને સતાવણી રેલવેના કાયદાઓ જ ખુદ નથી પણ દરેક સ્ટેશનોપર કામકાજ કરનારા આપણા દેશીઓ પોતાના દેશી બાંધવો પ્રતિ આવા અનેક પ્રકારના તિરસ્કાર ભરેલા દુઃખોનો વિસ્તાર ફેલાવનારા ગણવામાં શું ખોટું છે? રેલવેના પચરંગી દેશી અમલદારો કે નોકરોની આંખો પોતાના જ દેશી બાંધવો ઉપર કરડી દુઃખ ઉપજાવનારી, અવિવેક અને રોફ કરનારી થઇ પડી છે. એક સિપાઈ હમાલથી તે આખો સ્ટેશન સ્ટાફ (માણસો) પોતાના ગરીબડા દેશી બંધુઓ પ્રતિ સલાહ સંપથી લેષ પણ સહાનુભૂતિ દર્શાવવાનુ અભિમાન રાખતો જણાતો નથી. આજ ખેદકારક ગુપ્ત સ્થળ બિચારા મુસાફરોની મુસાફરીમાં દુઃખનો વધારો કરેછે. મુસાફરો પાસેથી લાંચ,—રૂસ્વત કે ઇનામની લાલચોમાં ફસાયેલા હોય છે અને તેઓના નિર્વાહના જુજ સાધનોથી આવો અનીતિ માર્ગ ગ્રહણ કરવાનું શીખતો જાય

છે. આવા અનેક વિઘ્નોથી મુસાફરી મુસીબત ભરી કંટાળો ઉપજાવનારી, થકવી નાંખનારી, તંદુરસ્તીમાં બગાડો કરનારી, ખર્ચાળુ અને સાથે મહાન કષ્ટદાયક થઇ પડેછે. અફસોસ !! એટલુ જ નહીં પણ ખુદ વેપારીઓ જેઓ દેશના ચારે ભાગોમાં રેલવેના સાધન મારફત જે પોતાનો માલ ચડાવે છે તેઓની સ્થિતિ પણ આવા અમલદારો અને નોકરોના લાંચીઆ વ્યવહાર નીચે અતિશય ત્રાસ અને દુઃખ ઉપજાવે તેવી થઇ પડી છે. આવું અંધેરૂ સર્વત્ર જામી રહ્યું છે. આ વિષયને વધારે ગંભીર ચર્ચામાં નહીં ઉતારતાં આ લખનાર ફક્ત ઇશ્વરને અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે છેકે હે પ્રભુ! આવા અમલદારો કે નોકર થતા અમારા વ્હાલા દેશી ભાઇઓ પોતાના દેશી ભાઇઓ તરફ દયા, પ્રેમ અને વિવેકી રીતભાતો બજાવતા શીખે એ જ. આટલું લખનારની વિનતિ છે. આ લખનારનું અંતઃકરણ પવિત્ર છે અને કોઈની પણ બદનક્ષી કરવામાં દોરાઈ જાય તેવું નથી અને પોતાના દેશીઓને વખોડનારૂં નથી પણ સત્ય માર્ગે દોરવા અને પોતાના દેશ બાંધવોની સેવા કરવાનું નિમંત્રણ કરનારૂં છે. દેશ સેવા અને ગરીબોની સેવા કરનારા મંત્રો સર્વત્ર પ્રસિદ્ધ પામવા લાગ્યા છે. આશા છે કે આ દેશમાં અમલ કરનારા તમામ દેશી ભાઇઓ પોતાના દેશી ભાઈઓ પછી ગરીબ કે શ્રીમંત પ્રત્યે દયા પ્રેમ અને નીતિપૂર્વક વિવેકભરી રીતે અંતઃકરણપૂર્વક આચરણ કરતાં શીખે એજ.

***

**સટ્ટા ઉપર જ આધાર.**—ચારે તરફ આખો દેશ સટ્ટાના ક્રુર પંઝામાં સપડાયો છે. આખા દેશનો વ્યવહાર અને આ દેશનું જીવન—જો કોઇપણ આ દેશના સ્વદેશાભિમાની નરો કે હાલની કારોબારી સરકાર—દરેક વેપારના રહસ્યમાં ઉંડા ઉતરીને અવલોકન કરશે તો આ દેશના કમભાગ્યપણા માટે દુઃખનો દીર્ઘશ્વાસ ખેંચી અત્યંત શોક જ કરશે. સટાનાજ વ્યસન નીચે આ દેશની કરોડો પ્રજાનો નિભાવ થતો માલમ પડે છે. કહેવત છે કે "ઘડીકમાં રાય અને ઘડીકમાં રંક" અને ઘડીકમાં બાવા અને આત્મઘાતક અવસ્થા થઈ પડે છે. સટ્ટા સિવાયની હિન્દુસ્થાનમાં એક પણ ઓરડી ભાગ્યે જણાશે. સ્વતંત્રતા સર્વત્ર વ્યાપક થઇ પડી છે. સટાનું રૂપ "ફ્રીટ્રેડ" જેવું થઇ રહ્યું છે. સટાના લક્ષ્મી ભરેલા બજારોની જમીનો સટા ખેલવાને ભરચક ઉભરાઈ જાય છે. દરેકને એવી મોહીની લાગી રહી છે કે સટો કરવો એ પોતા પોતાના નસીબ અજમાવવા જેવું છે. સટા કરવાથી જ સારા જથ્થામાં એકદમ ધનનો ઢગલો ઘરમાં થઇ જાય છે. આ લખનાર કહે છે કે સટ્ટાને વખોડવાથી કે તેનો તિરસ્કાર કરવાથી સટ્ટા ખેલનારી આલમ એ ઘડી વાંચીને ગુસ્સે થશે. પણ હવેથી એવો જમાનો બંધ કરવાને કુદરત જ પોતાની ચાવી ફેરવશે. પ્રજાને આ ચાલુ ભયંકર લઢાઈથી નમુનેદાર શીક્ષણ મળશે. હદબેહદ અનીતિ અને ફેશનમાં આગળ વધી જતા જમાના ઉપર ખુદાની નજર ચોંટી છે. ચારે તરફ ભયંકર યુધ્ધો જામી રહ્યાં છે. દેશનો ઉદય સ્વાર્થની તૃષ્ણામાં બિલકુલ થઈ શકે તેમ નથી. દરેક પ્રજાને સટ્ટા કરી પૈસો-ધન મેળવવું છે. એટલે કે એકનું ઘર ખાલી થઈ બીજાનું ઘર ભરાય છે. બસ આખો દિવસ અને રાત સટ્ટાને સટા જ બીજી કોઇ બાબત ઉપર લક્ષ જ રહેતું નથી. મનુષ્ય જીવન વિપરીત થઇ પડયું છે, હિંદના હુન્નર ઉદ્યોગો, કળાઓ, વેપારો અને એવી બીજી ઘણી વિદ્યાઓથી સટ્ટાના છંદમાં સડતી પ્રજા કમનસીબ બની દેશને કમનસીબ કરે છે. સઘળા ઉદ્યોગો રીબાઇને મરી ગયા છે. સર્વત્ર સટ્ટાનો જ ઉદ્દેશ ચાલી રહ્યો છે. સટ્ટાના ભયંકર સ્વરૂપથી દેશની કાચી નિપજને પાકી બનાવવાના કારખાનાંઓ અને ઉદ્યોગો હસ્તી ધરાવતાં નથી. નાણાંનો ભયંકર ઉપયોગ દેશ પરદેશના માલના પ્રજા ઉપયોગાર્થે વપરાતી ચીજોના જથ્થાઓ એકહાથ કરવાની રીતીઓ વાળા રસ્તાઓમાં થતો હોવાથી દેશના નાણાંનો મ્હોટો ભાગ સટ્ટાના કારખાનાઓમાં પેક થઇ ગયો. બાકીનું નાણું સત્તાને આધીન પડેલું છે દેશના લોકોને જેવો માલ અને ચીજો ખપતી

હોય તેવી બનાવવા માટેની રીતીઓ અમલમાં મૂકવાને હિંદના પ્રત્યેક ઘરે તૈયાર થવું પડશે.

***

આ લખનાર કહે છે કે વળી હવે તો પૂરી કમબખ્તી થઇ પડી છે. પંદર વીશ પચીશ વર્ષના છોકરાઓ સટ્ટાના બજારમાં દોડવા લાગ્યા છે. છત્રી કે લાકડી હાથમાં લઇ દલાલી અને સટ્ટા કરવાના વેપારી "ગૅમ્બ્લીંગ હાઉસોમાં" પરવાનાથી કે વગર પરવાને દાખલ થઇ પોતાનું જીવન સટ્ટા ખેલવામાં ગાળે છે. આવી લાખો જુવાન પ્રજાને બીજે રસ્તે ઉદ્યોગોમાં જો ઘેરી લીધી હોય અને તેઓને સારી રીતે રક્ષણ અને પોષણના સાધનો મળતા હોય તો આવા સટ્ટાના છંદમાં પાવરધા થવા માટેનું જ્ઞાન મેળવવાને કોઇપણ માબાપો પોતાના બાળકોના જીવન સટ્ટા જેવા ભયંકર રસ્તાઓમાં હોમશે નહીં. હવેનો કેટલોક કેળવાયેલ વર્ગ દલાલી કે સટ્ટાનો રસ્તો પસંદ કરવા લાગ્યો છે. સટ્ટાના પ્રવાહોનાં કાગળોએ મજબુત તીજોરીઓમાં પોતાની જગ્યા રોકીછે. હિન્દના સાગર મહાસાગરો અને પાણીના પ્રવાહોમાં અને હિન્દની સઘળી ભૂમિના પેટામાં સમાયેલ રિદ્ધિ સિદ્ધિ અને દેશનો ઉદય કરનાર તમામ વસ્તુઓના અઢળક ભંડાર—ખજાનાઓ ઉભરાઇ જાય છે. પણ તે પ્રાપ્ત કરવાના હુન્નર અને ઉદ્યોગો સદંતર અંધારામાં રાખવાથી પ્રજા, સંતોષની હદ ધરવા લાગી. હવે નવો યુગ પ્રવર્ત્ત થશે. બ્રિટિશ છત્ર નીચે હિન્દને સ્વરાજ—હોમરૂલની કેટલીક ચાવીઓ ધીમેધીમે અખતરા તરીકે મળશે જ. અને તેનું આટલુ બધું ટુંકુ પરિણામ અને ઇન્સાફ આ ચાલુ ભયંકર યુદ્ધ જ. તો હવે આ દેશની સઘળી કોમની પ્રજાઓ ઉત્સાહથી દેશોદયના કાર્યોમાં તનમન અને ધનનો હિસ્સો આપવામાં કેમ મગરૂર નહીં થાય.

***

**મિ. કંચનલાલનું ભાષણ.**—આજની જન સમાજ સભામાં મિ. કંચનલાલે ભાષણ કરતા જણાવ્યું કે—સદ્ગૃહસ્થો અને સન્નારીઓ ! ઇશ્વર સર્વને સુખ, તંદુરસ્તી અને ઘણી લાંબી ઉમર ભોગવાવે—એટલી આપણી સર્વની ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે. સત્ય, નીતિ અને દયા બુદ્ધિથી પોતપોતાનો ઘર સંસાર ચલાવે એવી ઉની ધગધગતી છાપ ઇશ્વરે દરેક માનવીઓના હૃદયમાં છાપીને જગતમાં જન્મ આપ્યો છે. ઇશ્વર તરફની આવી છાપ ( પરવાનો ) લેઇને જગતમાં જન્મ ધારણ કરી શકાય છે. જન્મ્યા પછી હૃદયમાંથી છાપને ઘસી નાંખવામાં આવે છે. પરવાનો બાળીને ભસ્મ કરી નાંખવામાં આવે છે. સત્ય અને નીતિને રોતાં કકળતાં ઇશ્વરનાં દરબારમાં ધક્કા મારી પાછા ધકેલવામાં આવે છે. મનુષ્ય પ્રકૃતિ, દંભ જૂઠી અને વિશ્વાસઘાતની જાળીઓ ગુંથી તેમાં મોહ પામે છે. પૈસાથી ભરેલા શ્રીમંતો કોઇની જાણે દરકાર કરે નહીં. ઇશ્વરના નામ સિવાય તેઓને કોઇની દરકાર હોતી નથી, નિર્ધન લોકો ઉપર તેઓની કરડી નજર રહેછે. તેઓને ધિક્કારી, તિરસ્કારે છે. તેઓ હમેશાં પોતાના નિર્ધન સગાં વ્હાલાં, મિત્રો કે જાત કુટુંબીઓને પોતાના દબાયેલા ગણે છે. તેઓ બિચારા સાચ્ચા બોલ બોલતાં હોય તો પણ તેઓને જુઠ્ઠા અને ચોર ગણી કાઢવામાં આવે છે. ગરીબોને અવિશ્વાસની નજરે જોયા કરે છે. તેઓને પોતાના દેવાદાર બનાવીને ગુલામગીરી જેવા કામ કરવાને સરજાયેલા છે એમ તેઓ અહંકારથી માને છે. કેટલીક વખતે આવા શ્રીમંતો અને નામધારીઓને સ્વર્ગમાં જનારાઓ પોતાની બાઇડી છોકરાઓના રક્ષણ—પોષણ માટે પોતાની મિલ્કત સાચવનારા વિશ્વાસુ તરીકે ટ્રસ્ટીઓ નીમી જાય છે. ચાલુ જમાનો આવા ટ્રસ્ટો કરી જવાના કાયદાના બંધનમાં પસાર થાય છે. અને તેમ થવું જોઇએ. પોતાના વ્હાલાં બાળકો અને નવજુવાન સ્ત્રીને ટ્રસ્ટીઓના હાથપગ નીચે મૂકવામાં આવે છે. કદાચ સ્ત્રી પણ ટ્રસ્ટી તરીકે હોય પણ અજ્ઞાનતાથી પરવશ અને પરતંત્ર સ્થિતિમાં સડે છે. સ્વર્ગમાં જનારા મનુષ્યો પોતાની ગંભીર ભૂલો ઉંચે આકાશમાં ઉભા રહી પ્રત્યક્ષ જોયા કરે છે. લગભગ ઘણા દાખલા

ઓમાં એવા અજ્ઞાન બાળકો અને બિચારી સ્ત્રી ટ્રસ્ટીઓને આધીન બને છે કેટલાક, વખતે એવા લોભી, દુષ્ટવૃત્તિવાળા ટ્રસ્ટીઓ ધીમે ધીમે મિલ્કત પણ પચાવી જાય છે. મારા મરણ બાદ મ્હારા વિશ્વાસુ–ટ્રસ્ટીઓ મ્હારી મિલ્કતની મ્હારાં બૈરી છોકરાંની સારી સંભાળ બરદાસ કરશે, એવી આશા ભરેલા સદ્દગતોના આત્માઓ કેટલાંક બેવફાદાર થનારા પોતાના વિશ્વાસુ ટ્રસ્ટીઓની ચાલ ચલગત અંતરિક્ષમાં નિહાળી પ્રસન્ન થતા હશે કે અશ્રુપાત કરતા હશે ! સદ્દગૃહસ્થો અને સન્નારીઓ ! આપણા ઘર સંસારના ઉપદેશ માટે અને ત્હેમાંથી સારો સાર ગ્રહણ કરવા માટે આ ગંભીર બાબતનું ચિત્ર–વર્ણન ફક્ત આજે આટલું જ તમારી સામે રજુ કરી શકીશ. આંસુ પડાવે, જ્ઞાન આપે, સદ્દબુદ્ધિ અર્પે, નીતિ અને ધર્મમાં ચાલતા શીખવે, અને શરીરમાં કંપારી વછુટે તેવા વર્ણનવાળું ઉપલા વિષયને લગતું વધારે વિવેચન ફરીથી કરવામાં આવશે.



## સતી વાલીયામા.

લેખકઃ–રા. મોહનદાસ કરમચંદ ગાંધી.

વાલીયામા એક તામીલ કુટુંબની બાળકી હતી. તેનો જન્મ દ. આફ્રીકામાં થયો હતો. તેની કેળવણી એટલે તેનું અક્ષરજ્ઞાન જુજ હતું. પણ એનું ચારિત્ર એના કાર્યો ઉપરથી વિચારતાં ઘણું પ્રૌઢ હતું. ૧૭ વર્ષની ઉમરે એણે હીંદને સારૂં દેહ ત્યાગ કર્યો. પરણેલી હીંદુ અથવા તો મુસલમાન સ્ત્રીઓએ પરણેલી ન કહેવાય એવો ઉદ્ધત અર્થ જ્યારે દ. આફ્રીકાના કાયદામાંથી નીકળ્યો, ત્યારે હીંદુસ્થાનની દ આફ્રીકામાં વસતી સ્ત્રીઓ જાગી ઉઠી પુરૂષોની સાથે સત્યાગ્રહમાં જોડાઈ. દ. આફ્રીકાની જેલોમાં દુઃખ વેઠવાં પડશે એમ પુરૂષોના અનુભવથી આ સ્ત્રીઓ બરાબર જાણતી હતી. છતાં મેદાનમાં પડી અને જો કે કેટલાક પુરૂષોએ તો પાછી પાની કરી હતી, પણ જે સ્ત્રી સત્યાગ્રહમાં જોડાઈ તેમાંની એકે પણ પાછી પાની ન કરેલી. આ અડગ સ્ત્રીઓમાં બાળવાલીયામા હતી. બીજી સ્ત્રીઓની સાથે તેને નાતાલની રાજધાની પીટર મારિત્સબર્ગના કેદખાનામાં ગોંધવામાં આવી હતી. વાલીઆમા ગરીબ કુટુંબની હતી પણ કોમળ રીતે ઉછરી હતી. જીંદગીના સાધારણ મોજ શોખથી તે અજાણી ન હતી. ખાવા પીવાનું તેને રીતસર જોઇતું હતું, અને તે હમેશાં તેને મળી રહેતું. ચાર પૈસાને સારૂં બેસી રહેવું પડે તેવી સ્થિતિ તો તેણે કોઇ દિવસ ભોગવીજ ન હતી. હમેશાં ખાટલે સુંવાળી તળાઇ ઉપર તે સુનારી હતી. આવી કોમળ સ્થિતિમાંથી કેદખાનાની કઠણ સ્થિતિએ વાલીઆમાને તેમજ બીજી સ્ત્રીઓને વસમી લાગ્યા વિના રહેજ નહીં.

મારીત્સબર્ગના કેદખાનાનું વાતાવરણ વાલીયામાને કઠોર જણાયું. ત્યાંનો લુખો ખોરાક તેનાથી સહન ન થઈ શકયો. ભાત દાળ શાક વીગેરે ઉપર ઉછરેલી બાળાને મકાઇના આટાને બાફીને બનાવેલી કાંજી બહુ શુષ્ક લાગી. આ કાંજીમાં મીઠા સિવાય બીજી મેળવણી હોતી નથી. મીઠું પણ ઉપરથી આપવામાં આવે છે. ગોળ સાકર કે ઘી તો હોય નહીં. વાલીયામા માંદી પડી સખત તાવ આવ્યો. કેદખાનાના ડાકટરોએ દંડ આપી કેદખાનું છોડવાની તે બાળાને સલાહ આપી. એનું શરીર કોમળ હતું પણ તેનું મન ગજવેલથી પણ દૃઢ હતું. તેણે કેદખાનાથી છુટવાની ચોખ્ખી ના પાડી, અને તેમાં પીડા થાય અથવા તો મરવું પડે તો મરવું પસંદ કર્યું. ત્રણ માસની કેદ હતી આ આખો વખત વાલીયામા પીલાઈ કેદખાનામાંથી છુટી ત્યારે હાડપીંજર રૂપે નીકળી. વાલીયામાના બધા સાથીઓને લાગ્યું કે તે થોડા દિવસની મેમાનજ રહેશે. તેમજ થયું. જેલમાંથી નીકળ્યા પછી તે સાજી થઇજ નહીં. દિવસે દિવસે ક્ષીણ થતી હતી. લગભગ છેવટના સમય સુધી હું તેની સાથે હતો. અત્યંત દુઃખમાં અકળાયેલી મેં તેને જોયેલી, પણ તેના ચ્હેરા ઉપરનું મૃદુ હાસ્ય તેણે કદી પણ તજ્યું ન હતું. મેં જ્યારે વિનોદમાં તેને પુછ્યું કે તે કેદખાનામાં ન ગઈ હોત તો ઠીક ન થાત ! ત્યારે તેણે જવાબ આપ્યોઃ મારે મરવું પડશે એટલુંજ કે ? તેથી હું નથી ડરતી. આ મેળાપ પછી તેના સાથીઓને રડતા મુકી વાલીયામા ચાલી ગઈ. તેની

યાદગીરીનો વિજયસ્તંભ જોહાન્સ બર્ગમાં તેનું પરાક્રમ હજુ સુચવ્યા કરે છે. આવી અનેક સતીઓ હિંદુસ્થાનમાં પાકે એવું આપણે ઇચ્છવા જેવું છે. જ્યાં સુધી એવું નહીં થાય ત્યાં સુધી હિંદુસ્થાનમાં જે સ્વતંત્રતા, જે શૌર્ય, જે પવિત્રતા, જે દૃઢતા, જે સત્યતા, જે નિર્ભયતા આપણે સહુ માગીએ છીએ તે કદી મળવાની નથી. જ્યાં તે નથી ત્યાં સ્વરાજ્ય એ અર્થ વગરનું છે. [ વાલીયામાનું સ્મરણ કરતાં એ યાદ રાખવાનું છે કે વાલીયામા કેવળ કુમારીકા હતી. તેને વિષયનો માનસિક સ્પર્શ પણ કર્યો હોય એવું મને ભાસતું નથી. તેનો ચ્હેરો અતી નિર્દોષ હતો. જો ૧૧ કે ૧૨ વર્ષની ઉમરે તેના માબાપોએ તેને વિષય કુપમાં નાખી દીધી હત તો વાલીયામા જે અમરપદને પામી છે તે એને મળત કે નહીં એ બહુ શંકાવાળું છે.

વાલીયામાની જીંદગીમાંથી આપણે બીજું પણ શીખી શકીએ છીએ કે અક્ષરજ્ઞાન એ ખરી કેળવણી નથી નીતિ દૃઢાવવી એજ ખરી કેળવણી છે. અક્ષરજ્ઞાન એ સાધન રૂપ રહી શકે છે. પણ નીતિ વગરનું અક્ષરજ્ઞાન એ તો કેવળ બંધન રૂપ છે, અને આપણને અધોગતીએ પહોંચાડવાનું સાધન થઇ પડે છે.

---

**સ્ત્રી ઉન્નતિનો પ્રશ્ન.**—આપણો દેશ કમભાગ્ય ગણાતો આવ્યો છે અને તે કમભાગ્યપણું નષ્ટ કરવાના હેતુથી પ્રજા વર્ગમાં કેળવણીનો બહોળો ફેલાવો કરવા માટે અનેક દિશાઓએ ભગીરથ પ્રયત્ન કરવાની શરૂઆત થવા માંડી છે અને તે ભવિષ્યમાં પ્રશંસનીય થઇ પડશે એ નિઃસંદેહ છે. પણ કમનસીબે આપણા દેશની સ્ત્રીઓની ગંભીર સ્થિતિ દેશનું કમભાગ્ય ઘડવામાં અને દેશોન્નતિના અનેક પ્રશ્નોમાં વિઘ્ન રૂપ થઇ પડી છે. તે તરફ હજુ આપણા દેશીઓનું લક્ષ પૂરેપૂરૂં ખેંચાયું હોય તેમ લાગતુ નથી. અધમ અને દયા ઉપજાવે તેવી સ્થિતિમાં કષ્ટકારક જીવન ગુજારતી હિન્દી સ્ત્રીઓની દયા ખાનાર, તેઓની વારે ધાનાર, તેઓની શોચમય સ્થિતિને ખરા રૂપમાં મૂકનાર, તેઓની ગુલામી બેડીઓમાં સકડાયેલા પગોને મુક્ત કરનાર, જ્યાં સુધી હિંદના દરેક બારણાઓમાં ઉદ્ભવશે નહીં—જ્યાં સુધી તેઓની આંખોમાંથી દુઃખના વહેતા ચોધાર આંસુઓ લુછનાર પુરૂષ પ્રકૃતિ જાગશે નહીં અને જ્યાં સુધી સૃષ્ટિ ઉત્પન્ન કરનાર સ્ત્રી પ્રકૃતિને અધમ, પશુ અને ગુલામ—તાબેદાર માની લેવાના સ્વતંત્ર વિચારો હિંદના પુરૂષો ત્યજી દેશે નહીં ત્યાંસુધી દેશનું કમભાગ્યપણું નષ્ટ ન થાય એ સિદ્ધાંત હિન્દની કેળવાયેલ કે બિન કેળવાયેલ સર્વ પ્રજાએ સ્વીકારવો જ પડશે. સાંસારિક, ધાર્મિક, માનસિક, રાજ્યકીય, ઔદ્યોગિક વગેરે સંસારના સર્વ ક્રમો હિન્દી સ્ત્રીઓની અજ્ઞાનતાએ દેશમાં પ્રકટી નીકળતી સુધારા વધારાની સર્વ સામગ્રીઓ ચેતન વગરની, નિર્જીવ અને ખોટો ઝબકારો કરી ક્ષણમાં લય પામી જાય છે:—

***

"(૧૮૩૦-૩૨) જે ભાગોમાં બ્રિટિશ લોકોની વધારેમાં વધારે સંખ્યા જોવામાં આવે છે ત્યાં લોકોમાં વિલાયતી રીતભાત, વિલાયતી શોખ અને વિલાયતી ટેવોમાં વધારો થયેલો જોવામાં આવે છે. એમાં કાંઇ શક નથી કે વિલાયતી મોજ શોખની ચીજોમાં મીઠાશ માણવા તરફ લોકોનું વલણ સ્પષ્ટ દેખાય છે; તેમના ઘરોમાં સારો શણગાર દાખલ થઈ ગયો છે. તેઓ ઘણાં ઘડીઆળો રાખે છે. ગાડીઓનો શોખ વધતો જાય છે (હમણા મૉટોરની સંખ્યા વધે છે.) અને દારૂ પીએ છે એમ સર્વ માને છે. હિન્દના કાચા માલ ઉપર ગ્રેટબ્રિટનના ઘણાં કિમ્મતીમાં કીમ્મતી કારખાનાઓનો આધાર છે. જે દેશ કાચો માલ પૂરો પાડે તે હમ્મેશાં તાબામાં રહે અને પાકો માલ તૈયાર કરે તે સર્વોત્તમ થાય. પાયમાલ થયેલા હુન્નરોનું રક્ષણ કરવા, કેળવવા અને સજીવન કરવાનો ઉદ્યોગ તદ્દન અંધારામાં રાખવામાં આવ્યો છે. ખેતીવાડીની બાબતમાં અંગ્રેજો કાંઇ શીખવી શકે તેમ ન્હોતું. પણ અનાજને સાફ કરવામાં અને તેને ખાંડવાની બાબતમાં, કાંતવા વણવાની બાબતમાં, ગળી તંબાકુ અને ખાંડ તૈયાર કરવાની બાબતમાં, બુનદાણા અને ચા ઉગાડવામાં કોલસા અને સોનાની ખાણોના ઉદ્યોગોમાં—મતલબ જે ધંધાનો સાંચા

કામ ઉપર. આધાર હોય તેં બધા ધંધાઓના સંબંધમાં ૧૮૩૦ માં યુરોપે વધારે પૂર્ણ રીતે દાખલ કરેલી હતી જો રાજ્યસત્તા આપણી પ્રજાના લાભ તરફ નજર રાખીને કામ કરતી હોય તો હિન્દુસ્થાનના સ્વાભાવિક કૌશલ્યવાળા લોકોમાં તેમણે આ ઉંચી રીતો દાખલ કરી હત, આપણા પોતાના વખતમાં જાપાનમાં દાખલ થયેલી આપણે પોતે જોઇ તેમ પણ એક પરદેશી, પોતાના લાભ માટે મન્થન કરતા વેપારી અને હરીફ ધંધા-ધારીઓ પાસે આવી આશા રાખવી એ ફોકટ હતું.—" (રોમેશચન્દ્ર દત્ત કૃતઃ—હિં. આ. ઇ.)

***

સો વર્ષ પછી હમણા ચાર વર્ષ થયા યુરોપ ભૂમિપર મહાન યુદ્ધ ચાલી રહ્યું છે. ચાલતાં જતાં જમાનાના અંગ ઉપર આવા યુદ્ધ રૂપી મહાન બનાવો જે જે વખતે જગતમાં બન્યા કરે છે તે તે વખતે જગતની હયાત પ્રજામાં સ્વતંત્રતા, કર્મ, ધર્મ અને નીતિ માટે નવીન પ્રકાશ પડી રહે છે. પોતાની પ્રગતિ માટે સ્વતંત્રતા ધારણ કરવાને તમામ દેશ કે ખંડ તૈયારી કરે છે. આવા યુદ્ધોથી જગત પાછું નવનવા જીવન વચ્ચે જમાનાની શરૂઆત કરે છે. યુદ્ધ કયારે થશે? શા માટે થશે! અને કોણ કરે છે? વળી આ લખનાર દુનીઆના વિચારોથી જૂદો પડી એવું લખવાની હિમ્મત કરે છે કે—આ ચાલુ યુદ્ધ માટે બ્રિટીશ મિત્રો અને જર્મનો માત્ર નિમિત્તરૂપ છે. જમાનાના ફેરફાર માટે માત્ર નામથી કાર્યભૂતરૂપે મનુષ્યપ્રકૃતિ યુદ્ધનું આચરણ કરે છે. પંચ-મહાભૂતની શક્તિઓ હમણા ઘણું વિકાળ સ્વરૂપ ધારણ કરી રહી છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશી તત્ત્વોના બંધારણનો કબજો, વહી-વટ, સત્તા અને સઘળા હકો કુદરતે—ઇશ્વરે હમણા ચોકસ તપાસ માટે પોતાને કબજે લીધા છે. ઉપલા સઘળા પંચમહાભૂત તત્ત્વોને નિયમસર ઘડી-આળની માફક ચાવી આપવાનું કામ—કે જેને આખા જગતની ફીકર રાખવી પડે છે તે મહાન કૃપાળુ ઇશ્વર કરે છે. પંચમહાભૂતોના તત્ત્વોના સંબંધમાં વધારે ઉંડાણમાં નહીં ઉતરતા આ લેખક ફક્ત ટુંકમાં એટલું જ લખેછે કે—જગતમાં યુદ્ધો કરાવી મનુષ્યરૂપી પંચમહાભુતોની શક્તિઓનો લય કરનાર અને કરાવનાર પ્રભુ સિવાય કોઈ જ નથી. જગતમાં જ્યારે જ્યારે અત્યાચાર અને અનીતિના પડો ઉખડે છે ત્યારે ત્યારે પ્રભુની ચાવીથી પંચમહાભૂતોમાં ઉત્પાત થવા લાગે છે. પ્રકૃતિઓ ઉશ્કેરાય છે અને યુદ્ધ વડે ક્ષય પામે છે. જગત અને જમાનો ચલાવનાર કૃપાળુ પ્રભુના હાથમાં સર્વ દોરીઓ રહેલી છે.

***

રેલવેના સાધનો બહોલા ભાગોમાં વધ્યા અને તે એક જોતાં સુખી થવા જેવું છે. સાથે નહેરોના કામ ઘણાં અપૂર્ણ રહ્યાં જમીન ફળદ્રૂપ, કૌવત-વાળી, રસરૂપ, મહાન વીર્યવાળી બનાવવાનું આ દેશ છેક જ ભૂલી ગયો. અલૌકિક સમૃદ્ધિઓ સોધ-વાનું ઉત્તમ સાહસ બંધ જ પડી ગયા જેવું થઈ ગયુ. ખેતીકાર શબ્દ આ દેશના શ્રીમંત કે ગરી-બને અર્થ વગરનો લાગ્યો અને તેને હલકુ રૂપ મળ્યું. આ કમભાગ્ય દેશે આથી કરીને સર્વત્ર ગુમાવ્યું. પોતાની ભૂમિના વેપાર ઉદ્યોગ માટેનો કબજો—સત્તા પરમૂલકોને સોંપ્યા. આ દેશની જમીનમાંથી ધનના ખજાના કાઢવાનું કામ સઘળી પ્રજા અંધારામાં રહી સદંતર ભૂલી ગઇ. મહેનતનું સઘળું કામ લોકોએ ત્યાગ કીધું અને રાજ્ય કારોબારને લગતી કેળવણી લેવાને સમગ્ર પ્રજાએ દોડાદોડી કરવા માંડી. બધાને ખુરશી ટેબલવાળી નોકરીઓ પસંદ પડી ગઇ. ખેતીકારના કામ હલકા ગણાયા. લગભગ આ દેશની ખેતીનો હુન્નર સઘળો નાશકારક સ્થિતિમાં મૂકાયો. આ ભયંકર બાબત ઉપર હજુ સુધી આ દેશના લોકોનું લક્ષ ચોંટતું નથી. એક અંગ્રેજે આ દેશની મુસાફરી કરતાં પોતાનો અભિપ્રાય આપ્યો હતો કે—હિન્દુસ્થાન દેશમાં અઢળક ધન છે અને જ્યાં ત્યાં ધન ધન—પૈસો અને પૈસો જ જણાય છે. આટલી બાબત કહેવાથી દેશના લોકોને એમ લાગ્યું કે—આ દેશ તદ્દન નિર્ધન અને ગરીબડો હોવા છતાં આ અમલદાર કહે છે કે હિન્દુસ્થાન એક મહાન સમૃદ્ધિવાળો દેશ છે એમાં લેશ પણ સત્યતા નથી. આ કથન આપણે અસત્ય

ઠરાવ્યું અને તેના બોલવાનું રહસ્ય નહીં સમજી શકવાથી તેના કહેવામાં દોષ માની લીધો. એકંદરે આ અંગ્રેજ વેપારીની વાત સ્પષ્ટ અને આ દેશના હિત માટે હતી પણ ફક્ત મોજ શોખમાં જીવન વ્યતિત કરવા માંડયું. અને જમીનમાં સમાયેલી અસંખ્ય સમૃદ્ધિઓ હજી એમને એમ પડી રહી છે. ભણેલી વિદ્વાન કોટ પાટલુન પહેરનારી સઘળી પ્રજા જ્યારે હાથમાં કોદાળી પાવડા અને યંત્રો વડે કામ કરવા લાગી જશે ત્યારે જ એમ સમજીશુ કે દેશોદય અને સ્વતંત્રતા આપણી સમક્ષ ઉભેલી છે. પરદેશી મહાન કારખાનાઓમાં મોટા લૉર્ડઝો બનનારા અને મહાન પદ્વીઓ મેળવનારાઓએ કોલસા અને માટીથી ખરડાયેલા કપડાઓ પહેરી મજુરીઓ કરેલી હોય છે. પણ આ દેશની સ્થિતિ તેનાથી ઉલટી થઇ પડી છે. ફક્ત એક જ અંગ્રેજી ચોપડી ભણેલાના મગજમાં રાઇ ભરાઇ જાય છે. તો તેથી વધારે ભણેલા અને ઉંચા ધોરણોમાં પાસ થયેલાના મગજોની દશા આ દેશની ભયંકર આપ્તમાં વધારો કરનારી નીવડી છે.

***

હાલમાં તમામ ભણેલાઓને અને ભણતા બાળકોને ઉનના અને રેશમના કપડાઓ પહેરવા જોઇએ છીએ. પાંચ સાત કે વીશ પચીશ રૂપીઆની કિમ્મતવાળા પરદેશથી આવતા શુઝ અને બુટો પહેરવાને જોઇએ છીએ. ચિત્ર વિચિત્ર રંગના લાંબા કકડાઓ ગળામાં બાંધવા મંડી પડ્યા છે. પ્રત્યેક ઘરોની ભીંતો ઉપર વખત બતાવનારા સંખ્યાબંધ ઘડી આળો ટંગાઇ ગયા છે. ભણેલો વર્ગ ઘડીઆળોને હાથના કાંડમાં બાંધતા શીખ્યો છે. ધાતુ પથ્થર, માટી અને આરસપહાણના પૂતળા બનાવનારા પરદેશી કારખાનાઓ શ્રીમંત હીંદીવાનોના ઘરોમાં કરોડો રૂપીઆનો માલ પૂરો પાડવા લાગ્યા છે. આ દેશ પોતાની મેળે જ નિર્ધન થતા શીખ્યો છે, શીખે છે અને હવે આ દારૂણ યુદ્ધના બનાવે કેવું શીખશે તે જોવાનું છે. હિન્દના શ્રીમંતો કહે છે કે શું અમો અમારા ઘરમાં પૈસાના ઢગલા એમને એમ રહેવા દઇએ! અરે નહિ! ભલા શ્રીમંતો તમે એક પ્રશ્નનો જવાબ આપશો ? આ લેખકનો પ્રશ્ન એટલો બધો મહાન અને અર્થસૂચક છે કે તે જાણવાને માટે દેશની સઘળી પ્રજાએ ઇંતેજાર રહેવું પડશે. શ્રીમંતો પાસેના પૈસાનો સ્વાલ ઘણો ગંભીર રીતે આ લેખકે પૂછયો છે અને તે સાંભળવા માટે આટલું વાંચનારે થોડોક વખત થોભી જવું પડશે. આ પ્રશ્ન દેશના ચારે ખુણામાં સંભળાશે. આ પ્રશ્નનું વિવેચન સાંભળતા આખા દેશમાં તે માટે નવિન પ્રકાશ પડશે. પ્રજામાં ઉત્સાહભર્યું ચેતન વહન થશે. પ્રજા પોતાની આંખો ઉપર બાંધેલી અંધારીઓ તત્કાળ છોડી નાંખશે અને દેશનું ધન દેશમાં સંગ્રહ કરવાના નવા જુસ્સાથી સ્વદેશાભિમાનની અંતઃકરણની લાગણીઓમાં નવું જોમ દાખલ કરી સમૃદ્ધિવાન દેશોની પંકિતમાં આ નિર્ધન, આંધળા દેશને સર્વોત્તમ પદે મૂકશે. એ ખચ્ચિત છેઃ--

***

## જય કૉંગ્રેસ દેવી.

જય ભારતી કૉંગ્રેસ ! ધરતીને ધણધણાવી નાંખનારી ત્રીશ વર્ષની નવયોવન કલામાં ખીલી પ્રૌઢ થયેલી જય કૉંગ્રેસ દેવી ! તારા યશોગાન કરવાને—તારૂં મહાત્મ્ય ગાવાને—તારા સુન્દર શણુગારનું ચિત્ર દોરવાને, તારી વાણીમાં ભરેલું મીઠું માધુર્ય પીરસવાને, તારા તેજનો અંબાર ફેંકવાને અને તારી મનહર મૂર્તિની સર્વત્ર પ્રતિષ્ટા કરવાને હિન્દી મહાસાગર આનંદના મોજા ઉછાળી મસ્ત બન્યો છે. સ્વતંત્રતા, નિડરતા અને સુખ દુઃખના ભયંકર મોજાઓ વચ્ચે બત્રીશ વર્ષનું આયુષ્ય પ્રાપ્ત કરનાર—જય ભારતી માતા—જય કૉંગ્રેસ દેવીઃ બહેરાઓના કાનના પડદા ભેદનારી—મતલબી સત્તાના હૃદયોને ચીરી નીતિ અને સ્વતંત્રતાના પાઠો શીખવનારી, પરતંત્રતાની સત્તામાં ઉછરતા જોશબંધ પ્રવાહને અટકાવનારી, મંથન કરનારી મહાન માતા કાંગ્રેસ ! કયો હિન્દી તારા પવિત્ર નામનો ઉચ્ચાર કરી સ્વરાજરૂપી સ્વતંત્રતાનો મંત્ર શીખવાને કમભાગ્ય નીવડશે ! પરતંત્રતાની શીખવવામાં આવતી પદ્યાવળીઓના ચીંથરે ચીંથરા કરી હવામાં ફેંકી તારા પુત્રોની જયઘોષની ગર્જના વડે હસતી રમતી સ્વતંત્રતાના

પૂર બહારમાં ખીલી રહેલો જય ભારતી કૉંગ્રેસ ! ઘરના આંગણામાં બાજીગરની બાજી પાથરનારના હૃદય યંત્રોમાં ધ્રાસકો પાડનારી ! અન્નપૂર્ણા દેવી તારા કુંમ કુંમ ભરેલા પનોતા પગલા સમગ્ર હિંદમાં ભર ! જય દેવી ભારત ! દૈવી સંતાનો દેનારી, પરતંત્રતાની પાલખો છોડી નાંખનારી, અજ્ઞાનતાનો અંધકાર અને આળસનો નાશ કરનારી, અનીતિના પડ ઉખેડી નીતિના મંત્રો જપાવનારી કામધેનુ પવિત્ર માતા કાંગ્રેસ ! ભારતની ઔધોગિક કલા હુન્નરને પડેલા લાંબા જંજીરની ચાવીઓ સ્વ સંતાનોને હવે સોંપ ! અને એ જ હિન્દને ઉજ્જવળ કરશેઃ—

***

મોજશોખ અને વૈભવી વિલાસોમાં ગુલતાન થઇ જતી પ્રજાવાળો દેશ પોતાનો કે પોતાના દેશનો કોઇ કાળે પણ ઉત્કર્ષ કરી શકશે નહીં અને જ્યાં સુધી દેશની હુન્નર કળા અને ઉદ્યોગો માટેની સ્વતંત્ર ચાવીઓ પ્રજાના હાથમાં સોંપવામાં આવે નહીં ત્યાંસૂધી સઘળો દેશ અંધાવસ્થામાં સડશે. આ દેશમાં તમામ જાતની નિપજ માટે એટલા બધા વિશાળ ક્ષેત્રો પડેલા છે કે જો તેને વાતો અને ભાષણોથી નહીં પણ ઉધમ વડે શોધખોળો ચલાવવાના કામકાજોમાં ખંત, ઉત્સાહ અને હિમ્મતથી મંડી જવામાં આવે તો હિન્દ દેશ જગતમાં સર્વોપરી સત્તામાં અગ્રસ્થાન લેશે. દેશની સઘળી સત્તા કારોબારનો વહીવટ ચલાવવા માટે જ્યાં સૂધી સ્વતંત્રપણે મોટા મોટા કારખાનાઓ સ્થાપી આ દેશના નિરૂદ્યમી થઈ પડેલાં કરોડો સ્ત્રી પુરૂષોને તેવા ઔધોગિક અને હુન્નર કળા પ્રસારક કાર્યોમાં જોડી દેવામાં નહીં આવે ત્યાંસૂધી અસંખ્ય આશાઓ નિરાશામાં જ છૂપાઇ, છૂંદાઈ, દબાઇ રહેલી છે, એમ નકકી સમજવું પડશે.

***

## મુનીરાજ મિ. મૉન્ટેગ્યુ.

મુનીરાજ હિન્દના નામદાર પ્રધાન મિ. મૉન્ટેગ્યુનું મૌનવ્રત પ્રસંગની કસોટી રૂપ હતું. મૌનવ્રત ધારણ કરી ઈંગ્લાંડનો કિનારો છોડી સત્તા અને કારોબારના અતિ મહત્વના પ્રશ્નો માટે હિન્દની મુલાકાત લેનાર હિન્દી પ્રધાન મિ મૉન્ટેગ્યુની દેશની સમસ્ત પ્રજાના સઘળી વર્ણ જાતના પ્રતિનિધિઓએ મુલાકાત લીધી, માનપત્રો અર્પણ કીધા, હિન્દ ઉપર બ્રિટિશ છત્ર નીચે સ્વરાજ–હોમરૂલ ચલાવવાની સત્તા અને હક અમને મળે અને હમારા દેશનો ઉત્કર્ષ કરવામા તમારી નીતિ અને સર્વ જગતની પ્રજા માટેના સ્વતંત્રતાના સરખા હકો સ્વીકારવાળી રાજ્યનીતિ અંતઃકરણપૂર્વક ન્યાયથી અમલમાં મૂકવાની શરૂઆત કરો એ અમારી નમ્ર પ્રાર્થના છે એવી એવી નામદાર હિન્દી પ્રધાનને સંખ્યાબંધ અરજો કરવામાં આવી હતી,

***

કેટલાક ચાલુ મન ગમતી સત્તા અને કારોબારમાં સહેજ સાજ સુધારા વધારા કરવાના વિચારો ધરાવનારા હિન્દમાં વસતા અંગ્રેજી લેખકો, અધિકારીઓ અને હિન્દી ઉદ્યોગના પંઝાઓ પકડનારા સ્વતંત્ર અંગ્રેજ વેપારીઓની પોતાની કોમ માટેના હકો અને સત્તાની અરજો પણ હિન્દી પ્રધાને સ્વીકારી હતી. સઘળા માનપત્રો અને સુધારા વધારા માટેની ઘડેલી યોજનાના સંખ્યાબંધ કાગળીઆઓ એમને એમ ઘડીઓ સાથે પેક કરીને ઈંગ્લાંડની ભૂમિ ઉપર લઈ જવામાં આવશે. અને આશાના મોજાઓ હિન્દી મહાસાગરમાં ઉછળશે.—

***

# જમાનાના રૂપરંગ.

## પ્રજાજીવન ચિત્ર.

કમરના વાંકા– ફ્રેન્ચ પેપર સમાન શરીરવાળા,
જરાક ચાલતા પવનના ઝપાટાથી લથડીઆ ખાનારા,
ફટાકડાનો અવાજ સાંભળી દોઢ ગાઉ દોડનારા,
ક્ષય, સંગ્રહણી–જવર કફના ઘરમાં રહેનારા,
ફીકા ફચ લોહી વગરના, લાકડીસમ હાથ પગવાળા,

* * *

શૂર નહિ નૂર નહિ, બળ નહિ હિમ્મત નહિ,
હિન્દી સંતાન દેખો, ફરી ઇન્ડીઆની મહીં.

* * *

કુમળા સુંવાળા, ઘડી ઘડીમાં હબકનારા—
ચાર પગલાં ચાલતાં હાંફી જનારા—
માથામાં સુન્દર સેંથા પાડી કોટ કોલર—
નેકટાઈ પિન ધારણ કરી તિમ તડાક—
અકડ ફક્કડ થઈ ફરનારા, આપણા કેળવણી લેતા બાળકો.

* * *

રાજ દરબાર માંહી, માનીતા થવાને કાજ;
બગાડે બાજી દેશતણી ખુશામતો કરી આજ.
હાજીઆનું ટોળું બેશી, કરે નિત્ય હાજી હાજી;
એવા શું સુધારે દેશ, કહો શાહ કાજીજી!

* * *

દેશનું કૌવત ક્યાં, શૂર નૂર હામ ક્યાં?
ગુમાવી ગૌરવ ગુણ, અફસોસ કરાવે જ્યાં.

* * *

પ્રજાની નિહાળો સ્થિતિ, ખરૂં ન છૂપાવો આજ,
મળ્યો છે પ્રસંગ હાલ, પ્રજાના સુધારા કાજ.

* * *

લેખો અને ભાષણોના ઢગલા અપાર પાર,
પણ સંગીન સુધારા માટે, આવી પડી કોને આજ.

*　　*　　*

ભરમ ભારી ખીસા ખાલી, જાણો સ્થિતિ દેશ તણી,
દિન ઉગ્યે દોડા દોડી, હાય લાય ખાવા તણી.

*　　*　　*

દેશી થઇ વિદેશી સાજ, વ્હોરે દિન રાત આજ,
એવાને શું હોય હક બોલવાનો કે લખવાનો સ્વદેશી–સ્વરાજ્ય કાજ !
વ્હેરવા અને પહેરવા સ્વદેશી સાજ, અગ્રેસરો બહાર પડો;
તમામ પ્રજા કરશે તેવું અનુકરણ પ્રથમ છે એ જ ધડો.

*　　*　　*

બાવા સાધુ ભીખારીઓ–ચોબા ટીલાં તાણી ફરે;
એવા બન્યા છે અલમસ્ત, કે ભીખાં માંગી ખાતા ન ડરે-
બાવા ભુવા જતિ સાધુ– બને અતિત અઘોરી આજ;
લોટી દોરી ઝોળી રાખી, ફરે નિત્ય ભીખ કાજ.

*　　*　　*

હિન્દુસ્થાન ત્રીશ કરોડની વસ્તીવાળો મહાન દેશ ગણાય છે;
પણ નાશ થયેલા લડાયક બળથી, જીગર ચિરાય છે.

*　　*　　*

જુવો કે દેશના કિનારે, કોઇ દુસ્મન આવે ધસી આજ;
નિકળશે તે વખતે એકાદ લાખ તૈયાર હિન્દીવાનો લડવાને કાજ ?

*　　*　　*

હુન્નરોને હાથ ધરો, ઉદ્યોગોના દ્વાર ખોલો;
પડેલા જંજીર લાંબા, ત્રોડી જય હિન્દ બોલો.

*　　*　　*

શું જુવો ! દેશ આખો ફસ્યો છે—સર્વ સટ્ટાતણા તંત્ર યંત્રો મહીં.

*　　*　　*

વિદેશી વસ્તુ ભર્યા હાટ ને ઘાટ સૌ–શોભતાં
એક નહીં ચીજ દેખાય દેશી બનેલી !
ધિક્ ધિક્ હિન્દ આ શરમ છે કેટલી !
શું એક પણ ચીજ નહીં અહીં બનેલી !

*　　*　　*

માનપાન માટે થાય, લાખોનો ધુમાડો હાય;
પણ દેશના ઉદ્યોગો અને દુઃખીઓ માટે, વાપરતાં ટાઢ વાય.

* * *

પૂર્વની સ્રીઓ અને વીર પુરૂષોના આજ દ્રષ્ટાંતો અપાય છે;
પણ પથ્થરપર પાણી અને લીપણપર ધૂળ સમ જણાય છે.

* * *

દંભને દૂર કરો, શુદ્ધ સ્નેહ પ્રદિપ્ત કરો !
પછી હિન્દુ, મુસલમાન કે પારસી ગમે તે કોમ !
સંપ, ઐક્યતા, ઉદ્યોગ અને આનંદમાં આગળ વધો.

* * *

ગયા લોક પરદેશમાં, શીખ્યા વિધવિધ વેશ;
પાછા શીખી શું ર્ક્યાં. કલ્યાણ કરવા દેશ.

* * *

દશા નીરખો દેશની, ખેડૂત દુઃખી અપાર;
રસવંતા ભૂમિ બની, રસકસ નહીં તલભાર

* * *

શું છે હુન્નર દેશમાં, શું છે દેશ ઉદ્યોગ;
કળા યંત્ર સૌ દૂર છે, પાડ્યો ઘણો વિયોગ.

* * *

તર્ક કરો હજાર આ, દેશ હુન્નરને કાજ;
પણ સમૃદ્ધ ભંડાર વિણ, વાતો કરવી આજ.

* * *

નેક નામ બ્રિટીશોના, અમલ તળે છે આજ;
શાંતિ સુખ નીતિ ન્યાય; પ્રજાના વ્યવહાર કાજ.

* * *

પ્રકાશકઃ—કેશવલાલ ભીખાભાઈ મણીઆર.
C/o સદ્દગત ગં. જમનાબાઇ નગીનદાસ સકકઈ.
નંબર ૬૧ બાણગંગા, વાલકેશ્વર—મુંબઈ.

મુદ્રકઃ—ચિંતામણ સખારામ દેવળે, 'મુંબઈવૈભવ પ્રેસ,'
સર્વેંટ્સ્ ઑફ્ ઈંડિયા સોસાટીજ બિલ્ડીંગ, સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ—મુંબઈ.